

તા. ૨૫ મી ઓગષ્ટ સને ૧૯૨૮ ના દીવસે રાજકોટ ખાતે મળેલી

# ધી ગુજરાત કાઠીયાવાડ મુસ્લિમ એજ્યુકેશનલ કોનફરન્સની

## બીજી બેઠકના ચુંટાએલા પ્રમુખ

## જુનાગઢના વઝીર મદારૂલ મહામ આલી જનાબ

## મુઅલ્લા અલકાબ અમીર શેખ મુહમ્મદભાઇ

## સાહેબે આપેલા અંગ્રેજી

# ભાષણ

## નો ગુજરાતી અનુવાદ.

---

છપાવી પ્રગટ કરનાર,

ધી ગુજરાત કાઠીયાવાડ મુસ્લિમ એજ્યુકેશન સોસાયટી.

અમદાવાદ.

 بسم الله الرحمن الرحيم 

માનવંતા મહેરબાન કર્નલ સ્ટ્રોંગ સાહેબ મી. અબદુલગની બાવાણી, ડેલીગેટ, બિરાદરો, બાનુઓ અને ગ્રહસ્થો !

ગુજરાત અને કાઠીયાવાડ મુસ્લિમ કેળવણી કોનફરન્સની આ બીજી બેઠકનું પ્રમુખસ્થાન મને લેવા ફરમાશ કરી આપે મને અપુર્વ માન આપેલું છે તે માટે હું આપનો અંતઃકરણ પુર્વક આભાર માનું છું.

સને ૧૯૨૭ ના સપ્ટેમ્બર માસમાં પુના મુકામે મળેલી મુંબઇ ઇલાકાની મુસ્લિમ કેળવણી કોનફરન્સના અધ્યક્ષ થવાનું માન મને મળ્યું હતું અને સને ૧૯૨૭ ના ડીસેમ્બર માસમાં અમદાવાદ મુકામે આ કોનફરંસની પેહલી બેઠક જુનાગઢના ખુદાવંદ આલીજાહ નવાબ સાહેબ તરફથી ખુલ્લી મુકવાની ક્રિયા કરવા માટે મને ઇલતેમાસ થઈ હતી. ઉપર પ્રમાણે બે કેળવણી કોનફરન્સોમાં મેં અગત્યનો ભાગ લીધેલો હોવાથી આ બેઠકનું પ્રમુખ સ્થાન સ્વીકારવા મને કહેવામાં આવતાં સ્વાભીક રીતે આ આમંત્રણ સ્વીકારવા હું અચકાતો હતો પરંતુ મારા મુસ્લિમ બીરાદરોના હૃદયમાંથી કેળવણી સંબંધી જે માંગણી કરવામાં આવી હતી તે નાકબુલ કરવાનું મને યોગ્ય લાગ્યું નહી. મારા અભિપ્રાય પ્રમાણે મારા કરતાં વધારે કાબેલ અને કેળવણીના વિષય સાથે નીકટનો સંબંધ ધરાવનાર કોઇ અન્ય ગ્રહસ્થને આપે આ પદ માટે પસંદ કર્યો હોત તો તે વધારે સારૂં થાત. આપ સર્વે જાણો છો કે મુસ્લિમ કેળવણીના સવાલમાં હું ભારે રસ લઉં છું, એથી કેળવણી કોનફરંસને અંગે જે માગણી કરવામાં આવી તેનો હું અસ્વીકાર કરી શકયો નહીં, માટે મારા તરફથી વિદ્વતા ભરી ચર્ચા સાંભળવામાં ન આવે તો આપ નીરાશ થશો નહીં કારણ કે ખાલી શબ્દો કરતાં હું

સંગીન કાર્યને વધુ પસંદ કરૂં છું, તોપણ જે અભીપ્રાયો હું આજે દર્શાવીશ તે અભીપ્રાયો મેં કેળવણીના સવાલો ઉપર ઉંડો અને ગાઢ વીચાર કર્યા પછીજ બાંધેલા છે એટલા માટે હું આશા રાખું છું કે મારા ભાષણની અંદર જે અંતઃકરણની શુદ્ધ ભાવના ને નીખાલસપણું સમાયલું છે તે મારી વિદ્વતાની ખામીની ખોટને પૂરી પાડશે. બાનુઓ અને ગ્રહસ્થો ! આ સભાનું પ્રમુખસ્થાન આપીને આપે મને જે માન આપેલું છે તે માટે ફરીથી હું આપનો આભાર માનું છું.

રાજકોટ એવું ખુશનુમા રીતે વસાયલું શહેર છે કે આજી નદી એના ભવ્ય કીલ્લાની દીવાલોને નમન કરતી વહી રહી છે, અને તે એવા મધ્યસ્થળે આવેલું છે કે કાઠીયાવાડના કોઇપણ ભાગમાં જવા સારૂં દરેક મુસાફરને ત્યાંથી પસાર થવું પડે છે. ગુજરાતના મધ્ય ભાગમાં આવેલા મુખ્ય મથક અમદાવાદમાં આ કોનફરંસની પેહલી બેઠક ભર્યા પછી બીજી બેઠક રાજકોટ ખાતે ભરવાનું આપે પસંદ કર્યું તે યોગ્યજ છે. રાજકોટ વેસ્ટર્ન ઇન્ડીયા સ્ટેટોના એજન્ટ ટુ ધી ગવરનર જનરલનું સ્થાન છે, અને તેથી આખા પશ્ચિમ હિંદની કારોબારી સરકારનું સ્થળ છે. આપે ઓગસ્ટ મહીનામાં આ કોનફરંસ ભરવાનું રાખ્યું તે ઘણુંજ ઉત્તમ કર્યું છે, કેમકે સીલોન બર્મા, અને બીજા દેશોમાં વેપાર ધંધો કરતાં અહીંના સાહસીક મેમણ વ્યાપારીઓ નવ માસ સુધી ઘણો શ્રમ વેઠયા પછી આસાયશ ભોગવવા માટે આ અરસામાં પોતાના વતન ખાતે પાછા ફરે છે.

આપના જાણવામાં છે કે કાઠીયાવાડ મુસ્લિમ એજ્યુકેશનલ એસોસીએશન નામની સંસ્થા આ ઇલાકામાં સ્થાપીત થઇ હતી અને તેના આશ્રય નીચે કોનફરંસની ચાર બેઠકો ભરવામાં આવી હતી અને તેની મારફતે શરૂઆતમાં કેટલુંક સારૂ કામ થયું હતું પણ મને કેહવાને ખેદ થાય છે કે લગભગ આઠવર્ષથી આપણે તેના સંબંધમાં કંઇ સાંભળ્યું નથી. તેથી મુસલમાનોને ફરીથી જાગૃત કરવા તથા તેમને કેળવણીમાં આગળ વધારવા એક સંસ્થાની ખાસ આવશ્યકતા હતી. જો કે તે સંસ્થાની હસ્તી હાલ નાબુદ થઇ ચુકી છે પરંતુ ધી ગુજરાત કાઠીયાવાડ મુસ્લિમ એજ્યુકેશનલ કોનફરંસ નામનું બાળક હસ્તિમાં આવ્યું છે જેની ખીલવણી ઘણી આશાજનક છે. અને તે ટુંક સમયમાં ભારે બળવાન પુરૂષની સફમાં આવવાની આશા રખાય છે, કેમકે તેની અત્યાર સુધીની કારકીર્દી ઘણી ઝડપી અને પ્રકાશીત છે. જેવી રીતે બાળકની તંદુરસ્તી બાબત ખાસ સંભાળ રાખવી પડે છે તેમ શરૂઆતના તબક્કાઓમાં આ કોનફરંસની ખીલવણી માટે પણ ઘણીજ

સંભાળ રાખવી પડશે અમુક વખત પછી તે પોતાની સંભાળ લઈ શકશે પણુ હાલની તકે તો ઘણા કુશળ હાથે તેની સંભાળગત અને માવજત રાખવાની જરૂર છે. આગેવાન મુસલમાન ગ્રહસ્થો અને કેળવણી ખાતાના હીમાયતીઓ આ કોનફરંસની બાલ્યાવસ્થામાં તેનું પાલણપોષણ અને માવજત કરવામાં તેમની શકિત મુજબ પોતાની ફરજ અદા કરવામાં નીષ્ફળ નહીં નીવડે એવો મને પુરો ભરોસો છે.

કોનફરંસના ઉદ્દેશો બધા ભાઈઓથી અંજાણુ ન હોવાથી તેનું પૂનરાવર્તન કરવાની જરૂર નથી. આપણે મુસ્લિમ કેળવણી આગળ વધારવા તથા તેની પ્રગતીનો વેગ ત્વરીત કરવા માટેના ઇલાજ અને સાધનો યોજવા માટે એકત્ર થયા છીએ. વિદ્યાપ્રાપ્તી એ ઇસ્લામનું ગોરવ છે, વિદ્યાપ્રાપ્તીની ચાહના અને વિશ્વવ્યાપક ભાઇચારા ઉપર ઇસ્લામની મહાન કીર્તીનો પાયો રચાયો છે. ઇસ્લામ તેના ઉપાસકોને ફરજીયાત કેળવણીનો ઉપદેશ કરે છે હઝરત પેગમબર (સલ)મે ઇસ્લામીયોને જ્ઞાન પ્રાપ્તી માટે ચીનદેશ સુધી પણુ જવાનું ફરમાવેલું છે, આ ફરમાન એવા સમયે આપવામાં આવેલું છે કે જ્યારે મુસાફરીના સાધનો હાલના જેવા સરળ અને સુગમ ન હોતાં, એટલા ઉપરથી હઝરત પેગમબર (સલ) મે બીજી બાબતો કરતાં કેળવણીને કેટલી બધી અગત્ય આપી છે તે સેહજે સમજી શકાય એમ છે. કેળવણી કાર્યમાં જેટલો આપભોગ પૈસો અને વખતનો ભોગ અપાય તેટલો થોડો છે. હઝરત પેગમબર (સલ) ના સમયમાં ચીન મુસલમાન પ્રદેશ નહોતો અને જ્યારે હઝરત પેગમબર (સલ) સાહેબે જ્ઞાનની શોધમાં ચીન જવા ફરમાન કરેલું છે તો તે ઉપરથી સ્પષ્ટ જણાય છે કે તેઓ દુન્યાવી જ્ઞાન સંપાદન કરવાના મજબુત હીમાયતી હતા.

નજદીકના જમાના ઉપર નજર નાંખતા જણાશે કે મહાન મુસ્લિમ લીડર સર સઈયદ અહમદખાન મરહુમે પોતાની આખી કીમતી જીંદગી મુસ્લિમ કેળવણીના પવિત્ર કાર્યમાં અર્પણ કરી હતી. તેમણે અલીગઢમાં મુસ્લિમ એંગલો ઓરીએન્ટલ કોલેજ સ્થાપી હતી અને તે કોલેજ એક દીવસ યુનીવરસીટીનું કેન્દ્ર બને અને યુનીવરસીટી ત્યાં હસ્તીમાં આવે એવી તેમની ખરા જીગરની અભિલાષા હતી. જે અરસામાં અંગ્રેજી કેળવણી સામે સખત વિરોધ હતો તે વખતે અંગ્રેજી કેળવણી ઇસ્લામી સિદ્ધાંતો વિરૂદ્ધ નથી એવો બોધ આપવામાં તથા એવી માન્યતા મુસ્લિમ જનસમાજમાં ફેલાવવા તેમણે યાદગાર સેવા બજાવી હતી. આજે સર સઇયદ અહમદ-ખાનના સદરહુ ઉપદેશની અસર આપણી નજર સમક્ષ જોવાને આપણે

ભાગ્યશાળી થયા છીએ. અને આ જમાનામાં મુસ્લિમ કોમમાં અંગ્રેજી શિક્ષણ સામે કાંઇ પણ વિરોધ જોવામાં આવતો નથી છતાં પણ અંગ્રેજી કેળવણીનો પુરતો પ્રચાર આપણામાં થયો નથી તે ખેદજનક બીના છે.

કેળવણી જનસમાજની તમામ ત્રુટીઓ પુરી કરનાર એક અકસીર દવા છે, તે આજ કાલ સો કોઇ માને છે. કેળવણી જીંદગીની પુષ્ટિકારક રસાયણ છે, જીવનનું અમૃત છે અને ઉન્નતીનું ઉત્તમ સાધન છે. કેળવણી વીના માનસિક અને નૈતિક ઉન્નતી થવી અશકય છે. કોઇ પણ લાકડા અગર લોઢાના પદાર્થ જેમ પોલીશથી આકૃષક બને છે તેમ દરેક મનુષ્ય કેળવણીથી વધુ ઉપયોગી અને આકૃષક બને છે. જે શખ્સ કેળવણીના સમાગમમાં આવે છે તે વધુને વધુ લાયક બને છે. કેળવણી અંતરને પ્રકાશિત કરે છે અને તેની દ્રષ્ટિને વિશાળ બનાવે છે. ધાર્મિક અને સામાજીક વ્હેમો નષ્ટ કરે છે, તે એક એવી જાદુઇ લાકડી છે કે તેને અડકતાંજ અજ્ઞાનતાનો અંધકાર દુર થઇ જ્ઞાનનો સુર્ય પ્રકાશમાન થાય છે. દરેક સમાજમાં કેળવાયલો પુરૂષ જનસમાજની આગેવાની ભોગવી દરેક હીલચાલમાં અગ્ર પદ મેળવે છે. કેટલાક માણુસો એમ માને છે કે અમુક ધંધાઓમાં કેળવણીની આવશ્યતા નથી પરંતુ તે માન્યતા તદ્દન ભુલ ભરેલી છે. કેળવણી દરેક ધંધાદારીની શકિત વધારી તેના વ્યાપારને ખીલવે છે. મનુષ્યમાં જો કે સમજ હોય છે છતાં કેળવણીથી તે સમજને ઓપ ચઢે છે અને તે ઉપયોગી તેમજ કાર્ય સાધક થઈ પડે છે. આજ કાલ કેળવણીની જરૂરીયાત દરેક વિચારવંત માણુસ સ્વિકારે છે તેથી તેની જરૂરીયાત વિષે હું વધારે લંબાણથી આપ સમક્ષ કહેવા માંગતો નથી પરંતુ આપણી સનમુખ મુખ્ય સવાલ એ છે કે દરેક બાળકને કેળવણી આપવાની સરળ અને સગવડ ભરી યોજના કઇ છે અને તે કેવી રીતે દાખલ કરવી જોઇએ.

આપણે ખાસ કરીને કાઠીયાવાડના મુસલમાનોની કેળવણીના સવાલ ઉપર વિચાર ચલાવવા આજે અહીં એકઠા થયા છીએ, અને તેથી આપણી આસપાસ જે દિલગીરી ઉપજાવનારૂં વાતાવરણ હસ્તી ધરાવે છે તે વિષે હું બે શબ્દો કહું તો તે અયોગ્ય ગણાશે નહીં. કાઠીયાવાડના મુસલમાનોમાં પક્ષાપક્ષીનું જોર ઘણું છે એ જો કે કમનસીબ બીના છે છતાં તે વિષે ના પાડી શકાય તેમ નથી. આ વાતાવરણમાં જે બાબતો બાબે સહકાર અને સહાનુભુતીની ખાસ જરૂર છે તે

બાબતોમાં પણ કુસંપ અને ફાટફુટ જોવામાં આવે તો તે દિલગીરી ભરેલું છે. સંપ એક મહાન શક્તિ છે, કુસંપ પડતીનો પાગે છે, અને સંપથી ચઢતીના ઉંચા શીખરે પહોંચી શકાય છે. એ સુત્રો દરેક જણ જાણે છે છતાં કાઠીયાવાડના મુસલમાનો તે ઉપર અમલ કરતા નથી. તેમનો પક્ષાપક્ષીનો સ્વભાવ તેમને આડે માર્ગે લઇ જાય છે ને તેમની દ્રષ્ટીને સંકુચિત બનાવી મુકે છે. તેઓ તેમની જરૂરીયાતો જોઇ શકતા નથી અને જયાં આવા કજીઆ હોય ત્યાં કેળવણીના ક્ષેત્રમાં પણ માઠી અસર થયા વગર રહે નહીં. આ કલેશ અને કજીયા દુર કરવાને અને ખાસ કરીને સામાન્ય લાભના ક્ષેત્રમાં સહકાર કરી કામ કરવાનું કાર્ય આપ સાહેબોએ ઉઠાવી લેવાની જરૂર છે.

ઇસ્લામ એક વખતે વિદ્યાનું મુળ અને જ્ઞાનના ઝરાનું મુખ્ય સ્થળ હતું. તેના ભુતકાળના ઇતીહાસે એવા પાયા નાંખેલા છે કે આજ સુધી માનવ જાતીને તેમના ઇચ્છીત ધ્યેયને પહોંચવા માટે કીમતી અને અગત્યના માર્ગદર્શક ગણાય છે. પોતાના દીનમાં ઇમાન રાખનાર પ્રાચીન મુસલમાનોએ આ ઝરાનું પાણી પૂર્ણ રીતે પીધું એટલુંજ નહી પણ જયાં જયાં ગયા ત્યાં બધાની તરસ છીપાવી તેમને જ્ઞાનથી પ્રકાશીત કરી દીધા. તેઓ જયાં જયાં જઇ વસ્યા ત્યાં ત્યાં નીશાળો અને મદ્રેસાઓ સ્થાપ્યા અને વિદ્યાના મોટા ભંડાર સુધી લોકો સુગમતા અને સહેલાઇથી પહોંચી શકે તેવી સરળતા કરી આપી, તેઓ ભુતકાળમાં કેળવણીના મુળ સ્થાપક હતા એમ કેહવામાં કંઇ અતીશયોકતી નથી. એટલા માટે ચાલુ જમાનાના મુસ્લિમો કેળવણીમાં પછાત પડી જાય એ કુદરતી રીતે અજાયબી પમાડે તેવું છે, તેથી આ અસ્વભાવીક વસ્તુસ્થિતીનો ખુલાસો શોધી કાઢવો આપણા માટે જરૂરી છે અને એટલા સારૂ આપણે આજે આ સ્થળે એકઠા થયા છીએ.

કમનસીબે કાઠીયાવાડના મુસલમાનોની કેળવણીને લગતા જુદા આંકડાઓ મળી શકે તેમ નથી પણ પ્રાથમીક કેળવણી પૂરતી આપણી કોમની સ્થિતીનો ખ્યાલ મુબઇ ઇલાકાના આંકડાઓ વાટે મળી શકે તેમ છે એમ હું ધારૂં છું, જુદા જુદા પ્રાંતોમાં મુસલમાન કુલ વસ્તીને મુકાબલે મુસલમાન વિદ્યાર્થીઓનું પ્રમાણ નીચે મુજબ છે. સીંધ સીવાયનો મુંબઇ ઇલાકો ૯. ૬ મદ્રાસ ૭. ૮ બંગાળા ૩. ૯ પંજાબ ૪. ૬ જોડીયાપ્રાંત ૩. ૨ મધ્યાપ્રાંત ૬. ૧ બીહાર અને ઓરીસા ૩. ૯ આસામ, ૨. ૭ વાયવ્ય સરહદ ૨. ૦ અને બર્મા ૪. ૨ મુંબઇ ઇલાકાની

સાથે બીજા પ્રાંતોની આપણી કોમની સ્થિતીનો મુકાબલો આ આંકડાઓ બતાવી આપે છે, અને આપણને મગરૂર થવા કારણ છે કે આપણો તે ક્ષેત્રમાં પેહલો નંબર છે. હવે ખાસ મુંબઇ ઇલાકામાં આપણુ સહોદર હિંદુ કોમની સ્થિતી સાથે આપણી સ્થિતી સરખાવીએ તો મુસલમાનોમાં પ્રાથમીક કેળવણી ૯. ૬ ટકા છે જ્યારે હિંદુ આગેવાન વર્ગોમાં ૧૬. ૧ ટકા છે. હિંદુ કોમના આગળ વધેલા વર્ગો કરતાં આપણી સ્થિતી વધારે ખરાબ છે. હવે આ ઇલાકાના આ વિભાગની અને બીજા વિભાગોની આપણી કોમની સ્થિતીનો આપણે મુકાબલો કરીશું. સને ૧૯૨૪,૨૫ માં સરકારે મંજુર કરેલી નીશા- ળોમાં મુસલમાન વિદ્યાર્થીઓની સંખ્યા, મુંબઇ વિભાગમાં ૩૧૯૦૯ ની મધ્ય વીભાગમાં ૨૭૨૦૯,ની ઉત્તર વિભાગમાં ૨૯૩૬૫ ની અને દક્ષિણ વિભાગમાં ૨૫૩૩૩ ની હતી. સને ૧૯૨૫-૨૬ માં તે આંકડાઓ નીચે પ્રમાણે હતા. મુંબઈ વિભાગ ૩૨૩૫૨ મધ્ય વિભાગ ૨૯૩૭૦ ઉત્તર વિભાગ ૩૧૦૮૫ અને દક્ષિણ વિભાગ ૨૬૧૩૦ ઉપર પ્રમાણે આ વિભાગમાં આપણી સ્થિતી બીજા વિભાગોમાં આપણી કોમની સ્થિતીને મુકાબલે ચઢીયાતી છે અને આગલા વર્ષ કરતાં લગભગ બે હજારનો વધારો બતાવે છે. હવે સને ૧૯૨૪,૨૫ માં કેળવણીની જુદી જુદી શાખાઓ પ્રત્યે આપણી શું સ્થિતી છે તે આપણે જોઇશું. પ્રાથમીક શાળામાં મુસલમાન વિદ્યાર્થીઓની સંખ્યા ૧૦૪૪૭૦ની હતી માધ્યમીક શાળાઓમાં ૪૯૬૫ની હતી આર્ટસ કોલેજોમાં ૨૩૫ અને બીજી ધંધાધારી કોલે જોમાં ૯૭ અને ખાસ નીશાળોમાં ૪૬૮૧ ની હતી. સને ૧૯૨૫,૨૬ માં તે આંકડા નીચે મુજબ હતા. પ્રાથમીક શાળામાં ૧૦૮૯૫૮ માધ્યમીક શાળાઓમાં ૫૦૯૩ આર્ટસ કોલેજોમાં ૨૭૧, બીજી ધંધાધારી કોલેજોમાં ૯૩ અને ખાસ નીશાળોમાં ૫૦૦૦ આ પ્રમાણે આપણી સંખ્યા પ્રાથમીક, માધ્યમીક અને ખાસ નીશાળોમાં તથા આર્ટસ કોલેજોમાં વધેલી છે પણ બીજી ધંધાધારી કોલેજોમાં ઘટી છે.

કાઠીયાવાડમાં કુરાનશાળાને નામે ઓળખાતા ઘણા મદ્રેસાઓ છે જ્યાં મુસ્લિમ બાળકોને માત્ર કુરાને શરીફ પઢાવવામાં આવે છે. બીજી બાજુએ સંખ્યાબંધ મોટી પ્રાથમીક શાળાઓ છે જેમાં વિદ્યાર્થીઓને કુરાન શીખવાની તક મળતી નથી. મુસલમાન બાળકોને કુરાન શરીફ શીખવાનું જરૂરનું છે એમ હુ માનું છું પણ આપણા બાળકોની બધી કેળવણી માત્ર કુરાન વાંચતાં પઢતાં શીખે તેમાંજ મર્યાદીત થવી જોઇએ નહિં. તેમજ કુરાન શરીફના શીક્ષણ માટે યોગ્ય ગોઠવણ

વિનાની પણ હોવી ન જોઇએ એમ હું કહું છું તેમાં આપ સર્વે મારી સાથે સંમત થશો. એટલા માટે કુરાન શરીફના શીક્ષણ સાથે તેમને પ્રાથમીક કેળવણી આપવાનું બની શકે એવો કોઇ પદ્ધતિસરનો કાર્યક્રમ અગર પ્રબંધ રચવા જરૂર છે. કે જેને લઇ વ્યહવારીક કેળવણીમાં બીજી કોમોની બાળાઓ અને બાળકોથી તેઓ બહુ પછાત રહે નહિં, જો કેળવણીના ક્રમમાં પહેલાં પાંચ વર્ષો માટે મુસલમાન બાળાને બાળકોને કુરાનશાળામાં મોકલવામાં આવે તો બીજી કોમોની બાળા અને બાળકો તેમનાથી પાંચ વરસ આગળ નીકળી જાય, અને તેઓ સાથે સરખાં સંજોગમાં હરીફાઇમાં ઉતરવાનું આપણી બાળા અને બાળકોને મુશ્કેલ પડે. તેમની માધ્યમીક કેળવણી પુરી કરવી મુશ્કેલ થાય. અને વિશ્વ વિદ્યાલયની (ઉચ્ચતર) કેળવણી લેવાનું તો તેથી પણ વધારે મુશ્કેલ થઇ પડે. હું ધારૂં છું કે જો કાઠીયાવાડની તમામ કુરાન શાળાઓ એક સંસ્થા નીચે મુકવાની યોજના કરો અને પ્રાથમીક નવો અભ્યાસ ક્રમ નક્કી કરો તો તમોએ ઘણું ડાહાપણ ભરેલું પગલું ભરેલું ગણાશે. અમદાવાદ અને ગુજરાતના બીજા ભાગોમાં પ્રાથમીક કેળવણી સાથે ધાર્મીક કેળવણી પણ આપવાનો અખતરો અજમાવવામાં આવ્યો છે અને તે ફતેહમંદ નીવડયો છે. જો પ્રાથમીક ગુજરાતી શાળામાં કુરાન શરીફનું શીક્ષણ ફરજીયાત દાખલ કરવામાં આવે તો, આ આશય સહેલાઇથી પાર પડે. હું તે માટે એવી સુચના કરૂં છું કે આપણે આપણી હાલની કુરાનશાળાઓને ફરજીયાત વિષય તરીકે કુરાનનું શિક્ષણ આપતી પ્રાથમીક શાળામાં ફેરવી નાંખવી જોઇએ. તેથી જે બાળા અને બાળકો કુરાન શાળામાં જાય છે, અને પ્રાથમીક કેળવણી લેતા નથી તેમને પ્રાથમીક કેળવણી આપવાને તમો શકિતમાન થશો, આ યોજનાને ફતેહ મળવા માટે આ બધી નિશાળો એક મુસ્લીમ કેળવણી ખાતાની બોર્ડ ( મંડળી ) ના તાબામાં રાખવી જોઇએ. અને જૂદા જૂદા વહીવટ નીચેની જુદી જુદી શાળાઓ માટે પણ યોગ્ય અભ્યાસ ક્રમ મુકરર કરવાનું કામ બીજી બાબતો સાથે એ બોર્ડને સોંપવું જોઇએ. અને તે આખા કાઠીયાવાડમાં જુદે જુદે સ્થળે આવેલી નિશાળોમાં સુધારો કરવા અને દેખરેખ રાખવા અમુક બાહોશ વિદ્વાનોને નીમે જેથી મેં સુચવેલી આવી યોજના કુરાન સ્કુલોનો સારો વહીવટ ચલાવવા માટે લાભ દાયક નીવડશે. કેમકે મુખ્ય બોર્ડની તેમના પર દેખરેખ રહેશે અને દરેક કુરાનસ્કુલને કેળવણીના વિષયોમાં કાબેલ સાક્ષરની સલાહનો લાભ મળશે અને તેની પ્રગતિમાં

જે નડતર ( અંતરાય ) કે ખામી હશે તે પુરું કરવાની સુચનાઓનો લાભ પણ મળશે. આ ઘણો ગંભીર વિષય છે. અને આપણે જુદા પડીયે તે પહેલાં આ અગત્યના સવાલનો કંઇક સંતોષકારક નીકાલ લાવીએ એવી મારી અમી લાષા છે. આ સંબંધમાં અમદાવાદની સુન્ની મુસ્લીમ વકફ કમીટી શું કરે છે તે તરફ આપનું ધ્યાન ખેંચું છું. તેમણે બધી મ્યુનીસીપાલ ઉરદુ નિશાળોમાં ધાર્મીક કેળવણીનો અભ્યાસ ક્રમ મુકરર કર્યો છે. અને તે કેળવણી આપવા માટે શિક્ષકો પુરા પાડયા છે. મેં સુચવેલી બોર્ડ તેવા અભ્યાસ ક્રમ ઘડે અને તે જૂદી જૂદી નિશાળોમાં દાખલ કરાવે મને કહેવામાં આવે છે કે ફકત એક ધોરાજી શહેરમાંજ વીશ મદ્રેસાઓ છે અને તે ઉપર આશરે એક લાખ રૂપીયા દર વરસે ખરચવામાં આવે છે. શું આપણે આ બધી નિશાળોને એક સરખા ધોરણની બનાવી ન, શકીએ? અને તેમને માધ્યમીક કોલેજના સ્વરૂપમાં ફેરવી ન શકીએ? તેમજ ટેકનીકલ કે વેપારી કેળવણી આપનાર સ્કુલોમાં ફેરવી ન શકીયે? આ ઘણો અગત્યનો સવાલ છે અને હું આપનું ખાસ ધ્યાન તે ઉપર ખેચું છું.

મારા અભિપ્રાય પ્રમાણે પ્રાથમીક કેળવણી એટલી અગત્યની છે કે તે આખા કાઠીયાવાડમાં મફત અને ફરજીયાત કરવી જોઇએ. તે તુરતમાંજ ફરજીયાત કરવાની હું હીમાયત કરતો નથી કેમકે તેને લઇ જે પરિસ્થિતિ ઉપસ્થીત થાય તેને પહોંચી વળવા માટે હાલ જોઇતી સગવડો નથી, પણ તેમ છતાં દર વરસ કેળવણી માટે સગવડો અને સાધનો વધારે જવા અને અજ્ઞાન માબાપોને તેમનાં છોકરાંઓને કેળવણી આપવા સમજાવવા આપણી ફરજ છે કે જેથી તે બાળકો વિદ્યાનું ફળ પ્રાપ્ત કરે અને જીવન વ્યવહારની જુંબેશ ખેડવા માટે તૈયાર થાય.

પ્રાથમીક કેળવણી જુનાગઢમાં અને કેટલાક પ્રગતિમાન સંસ્થાનોમાં મફત છે, અને ભણેલાઓનું વધારે ઉંચું પ્રમાણ આવે એટલે તે ફરજીયાત કરવી જોઇએ. નવી યોજના પ્રમાણેની નીશાળોનો ખર્ચ પહોંચી વળવાનો સવાલ ઉકેલવો મુશ્કેલ નથી. ટ્રસ્ટના કાયદાના સાઇપ્રસ નિયમને અનુસરીને આ નિશાળોના ઉપયોગ માટે કાઠીયાવાડમાં જુદે જુદે સ્થળે આવેલી સંસ્થાઓ માટે આપેલી કિંમતી બક્ષીસોનો ફેરફાર કરી શકાય અને આ બક્ષીસોની આવકમાં જાહેર ફાળો કાઢી ઉમેરો થઇ શકે, કાઠીયાવાડ વ્યાપાર ધંધામાં તેના લોકોના સાહસ માટે પ્રખ્યાત છે. તેમણે મુંબઇ, કલકત્તા, રંગુન અને બરમાના બીજા સ્થળોમાં અને દક્ષિણ આફ્રિકામાં વ્યાપારી

પેઢીઓ સ્થાપી છે. જીંદગીના ગમે તે હરકોઇ માર્ગમાં દરેક માણુસને કેળવણી એક મુડી કે થાપણુ સમાન છે એ બીના સમજી શકે એવા તેઓ બુદ્ધિશાળી છે. તેઓ કાઠીવાવાડમાં રહેતા લોકો સાથે લગ્ન અથવા લોહી સંબંધથી જોડાયેલા છે. અને તેમના પોતાના તથા તેમના સગા સબંધીઓના હીત ખાતર આ યોજનાને પુરી ફતેહ મળે તે માટે મોટી બક્ષીસો આપવા તેઓ બહાર પડશે એમાં મને કંઇ સંદેહ નથી. આ કોનફરન્સ ભરવાનો પ્રાથમીક ઉદ્દેશ જે સ્થળમાં તે ભરવામાં આવે તે સ્થળના અજ્ઞાન માણુસોમાં કેળવણી માટે જાગૃતિ પેદા કરવાનો છે. અને કોનફરન્સમાં હાજર રહેલા લોકોમાં જો આપણે સહરહુ જાગૃતિ ઉત્પન્ન કરી શકીએ તો તે ભરવાનો મુખ્ય ઉદ્દેશર પાર પડશે.

પ્રાથમિક કેળવણીના સવાલમાં એ શિક્ષણુ કઇ ભાષામાં આપવું તે સંબંધમાં ભારે ચર્ચાએલા સવાલનો પણુ સમાવેશ થાય છે. આપ સર્વ જાણો છો કે કાઠીયાવાડની માતૃ ભાષા ગુજરાતી છે અને આપને એ પણુ રોશન છે કે મુસલમાનોમાં ઉરદુ ભણુવાની અને વખત જતાં તેને તેમની માતૃ ભાષા બનાવવાની ઘણી ઉત્કંઠા છે. હાલની તકે શિક્ષણુ આપવા માટે ઉર્દુ ભાષા દાખલ કરવામાં જો કે અનિવાર્ય તો નહિ પણુ ગંભીર મુસીબતો નડે તેમ છે. મોટામાં મોટી મુસીબત તો એ છે કે કાઠીયાવાડના મુસલમાનો તે ફેરફાર માટે હાલ તૈયાર નથી. કાઠીયાવાડના મુસલમાનોમાં મોટે ભાગે ઘરમાં વપરાતી ભાષા ગુજરાતિ છે. અને ઉર્દુનો એક અક્ષર પણુ તેઓ જાણુતા નથી. જો તેમના બાળકોને ઉરદુ મારફત શિક્ષણુ આપવામાં આવે તો તે અભ્યાસ ક્રમ શીખવવામાં ઘણું મુશ્કેલ પડશે; બીજી બાબત એ છે કે એ પ્રમાણેનો મોટો બોજો સંતોષકારક રીતે ઉઠાવવા માટે જોઇતી સંખ્યામાં ઉરદુ ટ્રેન્ડ શીક્ષકો મળી શકે તેમ નથી. ત્રીજી બાબત એ છે કે જ્યાંસુધી મીડલ સ્કુલો અને હાઇસ્કુલોમાં શિક્ષણુનું સાધન ગુજરાતિ ભાષા છે ત્યાંસુધી ઉરદુ દ્વારા માધ્યમીક અને ઉચ્ચતર કેળવણી મુસલમીન વિદ્યાર્થીઓને મળી શકે નહીં અને તેથી એ કેળવણી આપવા માટે પોતાની કોમી સંસ્થાઓ ખોલવા મુસલમાનો તૈયાર હોવા જોઇએ. આપણી પ્રગતિને આ તબક્કે તે વિચાર શકય પણુ નથી અને ઇચ્છવા યોગ્ય પણુ નથી. આપણે હાલની નડતી મુસીબતોની ઉપેક્ષા કરવી જોઇએ અને શિક્ષણુનું સાધન ઉરદુ બનાવવાનો વિચાર ગમે તેટલો આકર્ષક કે મન ગમતું હોય તો પણુ હાલતો આપણે તેને ફળીભુત કરી શકશું

નહીં. મારા નમ્ર અભિપ્રાય પ્રમાણે તે વિચારને અમલમાં લાવતાં પહેલાં ઘણો વખત લાગશે. હાલનો આપણો કાર્યક્રમ જોતાં ગુજરાતીનું જ્ઞાન ખાસ જરૂરનું છે. અને શિક્ષણના સાધન તરીકે ગુજરાતિને બદલે ઉરદુ દાખલ કરવામાં આવે તો આપણી કોમને આપણે ઘણું નુકસાન કરીશું. આ ઉપરથી ઉરદુ જ્ઞાનની કિંમત અને અગત્ય હું ઓછી સમજું છું એમ માનવું નહીં. આપણાં પવિત્ર પુસ્તકો ઘણાં ખરાં ઉરદુમાં લખેલાં છે. અને આપણા ધર્મનાં સિદ્ધાંતો આપણા દીનના મતો અને આપણા મઝહબી કાનુનો સમજવા અને તેની બરાબર કદર બુજવા માટે એ ભાષાનું જ્ઞાન જરૂરનું છે. હું ઉર્દુના એક ચુસ્ત હિમાયતી તરીકે કહું છું કે બધા મુસલમાનોએ ઉરદુ ભણવું જોઇએ પણ તેટલીજ ખાત્રીથી કહું છું કે શિક્ષણના સાધન તરીકે ઉરદુ દાખલ કરવા માટે હજી સમય આવેલો નથી. હું નિવેદન કરૂં છું કે અભ્યાસ ક્રમ એવો ગોઠવવો જોઇએ કે મુસલમાન વિદ્યાર્થીઓ ગુજરાતી અને ઉરદુ બંન્ને ભાષા બરાબર શીખી શકે. મારા અભિપ્રાય પ્રમાણે આપણા હાલના અભ્યાસ ક્રમની પરિસ્થિતિમાં ગણિત અને ઇતિહાસ અને ભુગોળ જેવા વિષયો મુસલમાન બાળકોને ઉરદુ કરતાં ગુજરાતિમાં વધારે સહેલાઈથી શીખવી શકાય, એટલા માટે હજુ અમુક વખત માટે શિક્ષણના સાધન તરીકે ગુજરાતી કાયમ રાખવાનું સલાહ ભરેલું છે. મને ખાત્રી છે કે સમય આવે મુસ્લીમ હિંદુસ્તાનની નહિં પણ આખા હિંદુસ્તાનની મુખ્ય બોલાતી ભાષા ઉરદુ બનાવવાની આપણી ધારેલી મુરાદ આપણે બર લાવી શકીશું, એટલા માટે મારી એવી સુચના છે કે જ્યાં ઉરદુ મારફત માધ્યમીક કેળવણી આપવાની સગવડતા હોય તે સીવાયની પ્રાથમીક શાળાઓમાં મુસલમાન વિદ્યાર્થીઓને બીજી ભાષા તરીકે ઉરદુ શીખવવું જોઇએ. જ્યાં ઉર્દુ મારફતે માધ્યમિક કેળવણી આપવાની સગવડ હોય ત્યાંની પ્રાથમીક શાળાઓમાં પણ સલામતી ભરેલી રીતે તમામ શિક્ષણ ઉર્દુ ભાષા મારફતે આપવું જોઇએ અને ગુજરાતીને ફરજીયાત ભાષા તરીકે શીખવવી જોઇએ. હું બરાબર સમજું છું કે સામાન્ય ભાષા, એ જુદા જુદા પ્રાંતોના મુસલમાનોમાં એકત્રતા સાંધવા માટે એક અગત્યની સાંકળ અને મોટા કારણ રૂપ છે. પણ તે સાથે એમ પણ સમજું છું કે કાઠીયાવાડની અન્ય કોમો સાથે દીલોજાની ભરેલો સંબંધ રાખવા માટે ગુજરાતીનું જ્ઞાન તેટલુંજ કિંમતી છે; વિદ્યાર્થીઓને બીજી ભાષા તરીકે ઉર્દુ શીખવવાનું પણ મારા અભિપ્રાય પ્રમાણે પ્રાથમીક શાળામાંથી શરૂ કરવું જોઇએ.

પ્રાથમીક કેળવણીના વિષયની લાંબા વખતની એક બીજી ખામીની મને યાદ આવે છે. પ્રાથમીક શાળામાં નાના બચ્ચાંઓને શિક્ષણ આપવા માટે યોગ્ય રીતે કેળવાયલા શિક્ષકોની:સંખ્યા ઘણી ઓછી છે. અને તે ખામી દુર કરવાની હરકોઇ હીલચાલને આપણી સહાનુભુતી અને ખરા જીગરનો ટેકો મળવો જોઇએ. તમને કહેવાની જરૂર નથી કે બચ્ચાંઓ ઉપર સૌથી વધારે સંસ્કાર પાડવાની ઉમ્મર પાંચથી દશ વર્ષની છે. અને આ અરસામાં પડેલા સંસ્કારો જીંદગીભર કાયમ રહે છે. વળી તે ઉમર દરમીયાન સંસ્કારો વધારે સહેલાઇથી પડી શકે છે. કેમકે તે વખતે બાળકો સહેલાઇથી સારા અગર ખોટા અભિપ્રાયો અને વિચારો બાંધે છે અને તેથી સારા શિક્ષકો હોય તો શિષ્યોની પ્રગતિ પ્રમાણમાં સારી થાય. ઉદાર બ્રીટીશ સરકારે ગુજરાત અને દક્ષિણમાં આ દિશામાં શરૂઆત કરેલી છે. એ સંસ્થાઓનો આપણે લાભ લેવો ઘટે છે અને તે દરમીયાન તેવી સંસ્થાઓ કાઠીયાવાડમાં સ્થાપવા પ્રયત્ન કરવો જોઇએ.

એક વખત એવો હતો કે જ્યારે શિક્ષકને ધંધામાં ખાસ તાલીમની જરૂર નથી એમ માનવામાં આવતું હતું. સારે નસીબે તે માન્યતા હાલ દુર થઇ છે. અને શિક્ષણ આપવાના શાસ્ત્રમાં તાલીમ ન લેવામાં આવી હોય તેવા શિક્ષકને તે નામ આપવું પણ યોગ્ય નથી એવા વિચારો મજબુતી પામતા જાય છે. આજના બાળકો કાલે ભવિષ્યના શહેરીઓ થશે અને આ શહેરીઓમાં એક મહાન પ્રજા બનવા માટે દીલના અને મગજના જે ગુણોની જરૂર છે તે તેમનામાં પેદા કરવાની આપણી મહાન ફરજ છે. એટલા માટે એ જરૂરતું છે કે શિક્ષકોને તાલીમ આપવા માટે યોગ્ય ગોઠવણ કરવી જોઇએ. અને કાઠીઆવાડમાં શિક્ષકોને તાલીમ આપવા માટે હરકોઇ હીલચાલ થાય તેમાં હું મારો અંગત ટેકો આપવા ઘણો ખુશી થઇશ.

માધ્યમીક ઉચ્ચતર કેળવણીના ક્ષેત્રની બારીક સમાલોચના કરતા આપણને એકદમ ગમ ખ્વાર અને નિરાશાજનક હકીકત માલૂમ પડે છે. માધ્યમીક શાળાઓમાં પ્રાથમીક શાળાઓને મુકાબલે માત્ર પાંચ ટકાની આપણી સંખ્યા છે અને આર્ટસ કોલેજોમાં પ્રાથમીક શાળાને મુકાબલે માત્ર ¼ ટકાની સંખ્યા આવે છે. માધ્યમીક અને ઉચ્ચતર કેળવણી બાબતમાં આગળ વધેલા બીજા વર્ગોની સ્થિતિ સાથે આપણી સ્થિતિનો મુકાબલો કરતાં એમ માલુમ પડે છે કે આપણે તેમનાથી ઘણા પછાત છીયે. આ પ્રમાણે આગળ વધેલા વર્ગોમાં માધ્યમીક કેળવણીનું પ્રમાણ ૨.૬૧

ટકા છે. જ્યારે મુસલમાનોનું પ્રમાણ ૦.૩૭ છે. અને ઉચ્ચતર કેળવણીમાં તેમનું પ્રમાણ ૦-૪૩ ટકા છે. જ્યારે આપણું પ્રમાણ .૩૦ આવે છે. આ દિશામાં આપણી પ્રગતિનો વેગ વધારવા માટે આપણે ઘણો પ્રયત્ન કરવો જોઇએ અને માધ્યમીક કેળવણીનો લાભ લેવા બને તેટલા વધુ વિદ્યાર્થીઓને લલચાવવા જોઇએ, માધ્યમીક કેળવણી લીધા સિવાય કોઇ શખ્સ કેળવણીનું નામ દીપાવે તેવી કેળવણી પ્રાપ્ત કર્યાનો કોઇ દાવો કરી શકે નહિં. વસ્તુત કોઇપણ ઇમારત બાંધવાને માટે તે પાયા રૂપ છે, વૈદક, કાયદા એનજીનીયરીંગ, ખેતીવાડી, અને બીજી ઘણી વિદ્યાઓ સંપાદન કરવા માટે પ્રવેશ કરવાનું તે પગથીયું છે. ઉચ્ચતર કેળવણી કે જે એકદમ જીંદગીના નીમક અને આશ્વાસન સમાન છે તેની પ્રાપ્તી માટેના દ્વારને ખુલ્લું કરે છે. એટલા માટે કાઠીયાવાડના મુસલમાનોમાં માધ્યમીક કેળવણીની અગત્ય અને જરૂરીયાત ઉપર હું ભાર મુકું છું. આપણે માધ્યમીક કેળવણી બાબે હજુ ઘણું કરવાનું બાકી છે અને મને ખાત્રી છે કે માધ્યમીક કેળવણીનો બની શકે તેટલા પ્રમાણમાં મોટી સંખ્યામાં ફેલાવો કરવાના આપણા પ્રયત્નો અવશ્ય ફતેહમંદ નીવડશે.

ઉચ્ચત્તર કેળવણીની આપણી પ્રગતિ ધ્યાન ખેંચે તેવી ધીમી છે. અને ઉચ્ચતર કેળવણીમાં ચાલુ વરસોમાં મુસલમાનો ખરેખર પાછળ હઠયા છે. એમ હું કહું તો તેમાં કાંઇ અતિશ્યોક્તિ નથી. સને ૧૯૧૯ પહેલાં જુનાગઢની બહાઉદીન કોલેજમાં કેળવણી લેતાં મુસલમાન વિદ્યાર્થીઓની સંખ્યા આશરે એકસોની હતી અને સને ૧૯૨૮ માં તેજ કોલેજમાં મુસલમાન વિદ્યાર્થીઓની સંખ્યા ૨૫ ની છે. આ બતાવી આપે છે કે કોલેજની કેળવણીમાં ઉપર ચઢવાને બદલે આપણે ખરેખર નીચે ઉતરતા થઇએ છીયે. હાલમાં આપણે વેપારરોજગારની મંદીના કટોકટીના વખતમાંથી પસાર થંઇયે છીયે એ હું જાણું છું અને કોલેજોમાંથી મુસલમાન વિદ્યાર્થીઓની સંખ્યા કમી થવા માટે એ હકીકત કંઇક ભાગે જવાબદાર ગણાય પણ જે ઉણપ આપણી દ્રષ્ટીગોચર થાય છે તે માટે તે પુરતો જવાબ છે એમ હું માની શકતો નથી. મારા નમ્ર અભિપ્રાય પ્રમાણે આપણા પ્રયત્નો ઢીલાંપોચા કરવા માટે અગર આપણી ઝડપ મોળી પાડવા માટે વ્યાપારધંધાની મંદી એ મજબુત રણુકા મનાવું ન જોઇએ. દર વરસ કંઇક ચોકસ પ્રગતિ કરવાનો પ્રયત્ન આપણે કરે જવો જોઇયે એવો વખત હાથ લાગ્યો છે. હાલ કળવણી લે છે તે કરતાં વધારે મોટી સંખ્યામાં જ્યાં સુધી આપણી બાળા ને બાળકો ઉચ્ચતર કેળવણી ન લે ત્યાં સુધિ પોતાના

અસ્તિત્વ માટે જે રસાકસી ચાલી રહી છે અને જે દીન પ્રતિદીન વધારે તીક્ષણુ થતી જાય છે તેમાં આપણી સ્થિતિ આપણે નિભાવી શકશું નહિ એવો મને ભય રહે છે. હિંદુસ્થાનની બીજી કોમમાં કેળવણી જલ્દીથી વધતી જાય છે અને કેળવણીના વિષયોમાં તે બીજી કોમ સાથે પ્રમાણુમાં મળતી આવતી પ્રગતિ કર્યા સિવાય આપણે આપણું સ્થાન નિભાવી શકીશું નહી. આ દેશની બીજી કોમો સાથે એક પંકિતમાં આપણું સ્થાન લેવા આપણે માગીયે તો આપણે ત્વરા અને જોરથી આગળ વધવું જોઇએ. આદેશની પ્રગતિમાં વ્યાજબી રસ લેવામાં કોઇ પણ મુસીબતોથી આપણે અટકવું ન જોઇયે દુનીયાની આગળ પડતી પ્રજા ઓમાં કેળવણી ઝડપી પગલે આગળ વધે છે તેમ છતાં ગઇ કોન્ફરન્સમાં મે જણાવેલ તેમ ઉચ્ચતર કેળવણીના સંબંધમાં આત્ર એકજ ચેતવણી આપવી જરૂરી છે કેટલાએક મુસલમાન વિદ્યાર્થીઓ કાંઇપણ ચોકસ ધ્યેય રાખ્યા સિવાય બી. એ. અભ્યાસ કરે છે અને તેથી એક તાજેતર પાસ થયેલા બી. એ. ને પોતાની ભવિષ્યની કારકીર્દી સંબંધમાં નિરાશા જનક દરીયામાં ગોથા ખાતો જોવાનો પ્રસંગ કાંઇ અસાધારણ નથી. મારા અભિપ્રાય મુજબ યોગ્ય રસ્તો અમુક ધંધો પ્રથમ પસંદ કરી પછી ધંધામા ફતેહ મળે એવો અભ્યાસક્રમ હાથ ધરવાનો છે. જેઓ પોતાના કાર્યક્રમનો ક્ષેત્ર નિર્ણત કરવામાં કસુર કરે છે તેઓ ફરતા પથ્થર ઉપર નીલ જામતી નથી તે માફક ચોકસ ધ્યેય વિના ગોથાં ખાય છે અને નાસીપાસ થાય છે. હું તેટલા માટે મુસલમાન વિદ્યાર્થીઓને હરકોઇ ધંધા માટે પોતાની લાયકાતનો વિચાર કરવા, અને તે માટે પોતાના કાર્યક્રમની રૂપરેખા દોરવા, અને તે સાથે બંધ બેસતો અભ્યાસક્રમ અખ્તીઆર કરવા અરજ કરૂં છું.

કેળવણી વિષેની કોઇ વાટાઘાટ વિજ્ઞાન વિષયક અને ટેકનીકલ કેળવણી સંબંધમાં ઉલ્લેખ કર્યા સિવાય પૂર્ણ ગણાય નહિ. આપણે હાલમાં જેને યથાર્થ રીતે વિજ્ઞાનનો જમાનો કહીયે છીએ તે જમાનામાંથી પસાર થઈયે છીએ કારણકે હાલમાં જીવન વ્યહવાર અને જન સમાજમાં વિજ્ઞાન મહાન ફેરફાર કરી રહેલું છે. એરોપ્લેન સબમરીન, અને રોકેટકાર તેના આધુનીક વિકાસની પરીણામ રૂપ છે, જનસ- માજના આખા સ્વરૂપને અસરકર્તા આશ્ચર્યજનક પરીણામો રસાયણિક ક્રિયાઓથી દેખાવા લાગ્યા છે. સર જગદીશ ચંદ્ર બોઝે વનસ્પતિમાં જીવન હોવાનું શોધી કાઢેલ છે. અને નજદીકના ભવિષ્યમાં કુદરતી શું શું ગુઢ બાબતો

મનુષ્યને દ્રષ્ટાગોચર નહિ થાય તે કહી શકાતું નથી, વીજળી, દોરડા વિનાના તાર, અને રેડીયો, વિદ્યમાન છે અને રહેવાના છે. અને જે ગુહ્ય શકિતઓનું જ્ઞાન પ્રાપ્ત કરવાથી યુરોપ હાલની સ્થિતિયે પહોંચ્યું છે, તે જ્ઞાન સંપાદન કર- વાની શરતમાં આપણા જેવી મોભાદાર કોમે હાથ જોડી બેસી રહેવું અને ઉપેક્ષાથી જોયા કરવું યોગ્ય નથી. આપ સર્વ કબુલ કરશો કે ટેકનીકલ અને વિજ્ઞાનની કેળવણીની સાધારણ રીતે તમામ હીંદીઓમાં અને ખાસ કરીને મુસલમાનોમાં ઘણીજરૂર છે. ગયા ડીસેમ્બર માસમાં અમદાવાદ મુકામે આ કોન ફરન્સની પેહેલી બેઠક ખુલ્લી મુકતી વખતે મારા ટુંકા ભાષણ દરમીયાન આ સંબંધે મેં ઇશારો કર્યો હતો, કમનસીબે આ દીશામાં પ્રવૃતિ કરવા માટે મુસ્લિમ એજ્યુકેશન સોસાયટી જોઇતાં નાણાં ભેગાં કરવાને શકિતમાન થયેલી નથી. પરંતુ જો આપણે જમાનાની સાથે આગળ વધવું ચાલુ રાખવું હોય તો, વિજ્ઞાન શાસ્ત્રના આ જમાનામાં ટેકનીકલ કેળ વણીની ગેર હાજરી એ મોટા અંતરાય રૂપ છે જેનો નિકાલ લાવવો જોઇએ. મને ભરોસો છે કે આ વરસે જે વધારે નાંણાં એકઠાંથશે તેથી આવતે વર્ષે ટેકનીકલકેળવણી માટે આપણે કંઇ કરી શકીશું. એ બાબે શરૂઆત કરવી અને નાના પાયા ઉપર એક ટેકનીકલ સ્કુલ ખોલવી કે જેમાં લુવાર કામ, સુતારકામ સીસાકામ અને બીજા નાના હુન્નરો શીખવવામાં આવે, એ ખાસ જરૂરનું છે. નાની શરૂઆતમાંથી કોઇ વખત મોટી યોજનાઓ બહાર પડે છે. અને આપણે આશા રાખીશું કે જે ટેકનીકલ સ્કુલ ખોલવા ઉપર આપણી નજર છે તેનો યોગ્ય સમયે વિજ્ઞાનની સંસ્થામાં વિકાસ પામે અને તેમાં આપણી પછાત કોમને પશ્ચિમાત્ય વિજ્ઞાન શાસ્ત્રની શોધ ખોળના લાભ અને સુખો આપણે આપી શકીએ. એ અફસોસની બીના છે કે સાબુની બનાવટને તેના જેવા સેંકડો હસ્તક્રિયાત્મક હુન્નરો બીજી કોમોનો એક હથ્થુ ઇજારો છે. આપણે ઉદ્યોગ હુન્નરના જમાનામાં રહીએ છીયે અને દીન પ્રતિદીન ટેકનીકલ કેળવણીનો ઉપયોગ વધારે અને વધારે જરૂરનો થતો જાય છે. સંચાકામની ઘણી વધતી જતી પ્રગતિ જોતાં હાથના ઉદ્યોગની જગ્યા સંચાકામ લેશે એ જોવાને હવે લાંબો વખત નથી અને તેને પરિણામે જેઓ હાલ હાથ કામના ઉદ્યોગમાં લાગેલા છે તેઓ કામ ધંધા વગર બેઠેલા લશ્કરની સંખ્યામાં ઉમેરો કરશે. ટેકનીકલ શિક્ષણની કિંમત આપણે વધારે પડતી આંકેલી નથી અને હું જાણું છું કે જો આપણે ખાતે સારા કામનો હીસાબ બતાવવા આપણી

ઇચ્છા હોય તો આ દીશામાં આ વર્ષ ખલાસ થતાં પહેલાં આપણે ઘણી પ્રગતિ નોંધાવવી જોઇએ.

વિદ્યાર્થીઓની કેળવણીમાં શારીરીક કેળવણીની અગત્ય ધ્યાન બહાર રહેવી ન જોઇએ. આપણે તંદુરસ્તી અને તાકાતમાં નબળા પડતા જઇએ છીએ એ કોઇથી ના પાડી શકાય તેમ નથી. અને નિશાળ અને કોલેજોમાં જતા જુવાન વિદ્યાર્થીઓની શારીરીક કેળવણી માટે યોગ્ય ગોઠવણ થવી જોઇએ. જીંદગીની શરૂઆતના વર્ષોમાં શરીરની ખીલવણી કરવી એ પાછલી જીંદગીની થાપણ સમાનછે. "શરીર સારૂં તો મન સારૂં" તંદુરસ્ત શરીર સિવાય તંદુરસ્ત મન હોઇ શકે નહિ; શારીરીક બળ માટે આગળના વખતમાં મુસલમાનો મશહુર હતા. પણ કમનસીબે શારીરીક સ્થિતિમાં તેઓ ખુલ્લી રીતે નબળા પડતા જાય છે. આ વધતી જતી અવદશાને દુર કરવા માટે તમામ રમત ગમતોને ઉત્તેજન આપવું જોઇએ, અને મુસલમીન યુવકોના દીલમાં રમત માટે ચાહના ઉત્પન્ન કરવી જોઇએ. રમતો માત્ર શરીરની ખીલવણી કરે છે, અને તેનો બાંધો સુધારે છે એટલુંજ નહીં પણ મન અને મગજના જે ઉત્તમ ગુણો એક સદગૃહસ્થ બનાવે છે તે ગુણોને ઉત્પન્ન કરવામાં અને વધા રવામાં ઘણીજ કિંમતી છે. જીંદગીના દરેક માર્ગોમાં ઉપયોગી થઇ પડે અને ફાયદો કરે તેવા અંગબળ અને સામર્થને તથા સમાઇક બળને પેદા કરે છે, ભાઇચારાની જે લાગણી તે પેદા કરે છે તે મનુષ્યની દરેક જાતની પ્રવૃતીમાં ઉપયોગી છે. કાયદા ને નિયમ પ્રમાણે વર્તન, અને વ્યવસ્થા, વિચારની ઝડપ અને નિશ્ચય ઉપર આવવાની ત્વરા, કામ લેવાની સત્વરતા, અભિપ્રાયની સૂક્ષ્મતા અને ખરાપણું, અને હાર તથા જીત ખુલ્લે દીલે અને ખોટી મગરૂરી વિના સ્વીકારવાની ટેવ, આ બધા સદગુણો ટેનીસકોર્ટ ક્રીકેટ ફીલ્ડ અગર ગોલ્ફ મેદાનમાં વૃધ્ધિ પામે છે. એ બધા ઉપરાંત જીવન વ્યવ્હારની રમત કેમ ખેલવી તે પણ તેમાં શીખાય છે. આ બાબત ચાલુ વરસની શરૂઆતમાં ભરૂચ મુસલીમ જીમખાનું ખોલતી વખતે મેં મારા ભાષણમાં જણાવી હતી. આ સંબંધમાં સ્કાઉટની હીલચાલ અને યુનીવરસીટી ટ્રેનીંગ કોર્સની સંસ્થા ખાસ ધ્યાન ખેંચનારી છે. આ બે હીલચાલોમાં જે વિદ્યાથીઓ જોડાય તેમના શારીરીક અને માનસીક બળ વધે તેવું છે. અને દરેક મુસલમીન વિદ્યાર્થીએ તેને પોતાનો પૂર્ણ ટેકો અને સહાનુભુતી આપવા ચુકવું ન જોઇએ. સ્કાઉટની હીલચાલ અને યુનીવરસીટી ટ્રેઇનીંગ કોર્સની સંસ્થા જે રણક્ષેત્રની જીંદગી ખુલ્લી કરે છે તે અગત્યની છે. અને ખરા જીગરથી આ હીલચાલો ઉપાડી લેવામાં

આવે તો આજના હિંદુસ્તાન કરતાં કાલનું હિંદુસ્તાન વધારે બળવાન અને સારૂં થશે.

આ બાબત ઉપરથી મારા ભાષણના સૌથી અગત્યના વિષય ઉપર હવે હું આવું છું કે જે યુવાન વિદ્યાર્થીઓનું ચારિત્ર્ય ઘડવા વિષે છે. કેળવણીનો ઉદ્દેશ તમો તપાસશો તો તમને માલુમ પડશે કે તેની મુખ્ય નેમ ચારિત્ર્ય ઘડવાની છે. કેળવણી અને માત્ર એકલી કેળવણીથીજ ચારિત્ર્ય ઘડી શકાય અને તેનો વિકાસ થઇ શકે અને દરેક કેળવણી આપવાનો પ્રબંધ એવો રચવો જોઇએ કે તેની ધ્યેય વસ્તુઓના અગ્ર ભાગમાં ચારિત્રયના બંધારણને સ્થાન મળવું જોઇએ. કેળવણીનો પ્રબંધ એવો રચવો જોઇએ કે કેળવણી લેતા યુવકોનું ચારિત્ર્ય યોગ્ય અને ઘટતી રીતે તેમાં ઘડાય. જીંદગાનીમાં ચારિત્ર્યની અગત્ય એટલી બધી કબુલ રાખવામાં આવે છે કે—યુવાન વિદ્યાર્થીઓમાં તેની ખીલવણી કરવાની અગત્ય ઉપર વિશેષ વિવેચન કરવા ભાગ્યેજ જરૂર છે. ચારિત્ર્યનો અર્થ ગૃહસ્થ બનવા માટે જે જે સદ્‌ગુણોની જરૂર છે તેનો સમૂહ એ થાય છે. ચારિત્ર્યનો ભોગ આપ્યા સિવાય જીવન વ્યવહારનો બોજો ઉઠાવવા લાયક જુવાન વિદ્યાર્થીઓને બનાવવા કેળવણી આપવામાં આવે છે એમ હું કહું તો તેમાં તમે સંમત થશો એવી આશા છે. એ કાર્ય માટે સ્કુલ અને કોલેજોમાં ઇતીહાસની થોડી બીનાઓ અગર થોડાં અંગ્રેજી સારાં વાકયો અથવા ગણિતની થોડી સારી ટુંકી રીતો ગોખાવવા કરતાં ચારિત્ર્ય ઘડવામાં વધારે ધ્યાન આપવું જોઇએ. ભાષાઓનું જ્ઞાન તવારીખ અને ગણિતનું જ્ઞાન અને બીજા બધાં વિષયોનું જ્ઞાન એ બધાં એકલાં પોતેજ ચારિત્ર્યની ઘડના કરતાં વધારે અગત્યના નથી. વસ્તુત આ વિષયો જન સ્વભાવ અને કુદરતના કાયદાનો બારીક અભ્યાસ કરી ને ચારિત્ર્ય ઘડવા માટે શીખવવામાં આવે છે. કેળવણી જુવાન મન ઉપર સારા સંસ્કારો પાડવા માટે આપવામાં આવે છે કે જેથી તેને પાછલી જીંદગીમાં તે સીધા માર્ગ ઉપર રાખે અને ભવિષ્યમાં માઠી અસરો નીચે દબાઇ જતાં તેને અટકાવે. જે નિશાળ તેના વિદ્યાર્થીઓનું ચારિત્ર્ય સંતોષકારક રીતે ઘડે તેને જે નિશાળમાં વિદ્યાર્થીઓ પોતાના પાઠના શબ્દે શબ્દ યાદ રાખે અને પરીક્ષાઓ પસાર કરે તેના કરતાં વધારે મુબારકબાદી હું આપું. હાલમાં આપણે જે પ્રકારની પરીક્ષાઓ લઇએ છીયે તેનાથી ચારિત્ર્યની કસોટી કાઢવાનું અશકય છે અને તે ચારિત્ર્ય પરીક્ષાઓથી તપાસી શકાય તેવો વિષય નથી અને આ વિજ્ઞાનનો જમાનો પણ ચારિત્ર્યનું પ્રમાણ કાઢવા કે ઉકેલવાનું બેરોમીટર શોધી કાઢવા શકિતમાન થયેલ

નથી, બધી શાળાના મુખ્ય અને ઉપશિક્ષકોએ આ વિષયને માટે સૌથી વધારે ધ્યાન આપવું જોઇએ. બેશક રેસીડેન્સીયલ શાળાઓમાં કેળવણી લેતાં વિદ્યાર્થીઓનું ચારિત્ર્ય ઘડવાની શિક્ષકોને જે તક મળે છે તે આપણી નિશાળોમાં તેમને મળતી નથી. તો પણ આ દીશામાં તેઓ ઘણું કરી શકે એમ હું ધારૂં છું. મારા નમ્ર અભિપ્રાય પ્રમાણે જો બરાબર કેળવાયેલ અને નેક નિષ્ટાવાળા રેસીડેન્ટ શિક્ષકો આપણને મળે તો આપણી રેસીડેન્સીયલ નિશાળોમાંથી આપણે નમુનેદાર વિદ્યાર્થીઓને બહાર કાઢી શકીએ. કાઠીયાવાડમાં આવા પ્રકારની નિશાળ ખોલવામાં આવે, અને પોતાની ફરજ બરાબર બજાવનારા સાચા દીલના અને નેક નિષ્ટાવાળા શિક્ષકો આપણને મળી આવે તો તેથી ખરેખર ઘણા મોટા લાભો થાય. શિક્ષકોએ પોતાના શિષ્યોને સારી રીતભાત શીખવવી, તેને કેમ ખાવું, કેમ વાત કરવી, કેમ રમવું, કેમ વાંચવું, કેમ વર્તવું અને વસ્તુતઃ કેમ જીવન ગાળવું તે શીખવવાનું, એ પોતાની ફરજનો એક ભાગ સમજવો જોઇએ. દરમીયાન આપણામાંના જેમનાથી બની શકે તેમણે ઓનરેબલ મી. દાસે સ્થાપેલી પબ્લીક સ્કુલની યોજના જેમાં હું ઘણો રસ લઉં છું ખરા જીગરથી ટેકો આપવો જોઇએ.

હવે હું મુસલીમ વિદ્યાર્થીઓની રહેવાની સગવડ માટે હોસ્ટેલ પુરી પાડવાના વિષય ઉપર આવું છું. રાજકોટમાં હાલનું મેમણ બોરડીંગ હાઉસ છે તે આગલા વખતમાં કાઠીયાવાડ કેળવણી કોનફ્રન્સ ભરાયેલ તેનું પરિણામ છે. તે હીલચાલ ને અનુસરવા અને વધારે હોસ્ટેલની સગવડો માટે ખંતથી કામ કરવા જરૂર છે. કેમકે નિશાળમાં માત્ર શિક્ષણ આપે તે શિક્ષકો કરતાં હોસ્ટેલ સુપ્રીન્ટેન્ડેન્ટો તેના હવાલાના વિદ્યાર્થીઓનું ચારિત્ર્ય વધારે સારી રીતે ઘડી શકે. હોસ્ટેલમાં સુપ્રીન્ટેન્ડેન્ટોને વિદ્યાર્થીઓને નિયમીત આદતો પાડવા અને ચારિત્ર્ય સુધારવાનું શીખવવા માટે વધારે સારી તકો હોય છે.

યોગ્ય સાધનોના અભાવે કેળવણીમાં મુસલમાન વિદ્યાર્થીઓને ઘણી અડચણો નડે છે એ હું જાણું છું. મુસલમાન કોમનો ઝાઝો ભાગ એવી ગરીબાઇમાં ડુબેલો પડયો છે, કે જ્યાં સુધી ગરીબ અને લાયક વિદ્યાર્થીઓને તેમનો અભ્યાસ ચાલુ રાખવાને સ્કોલરશીપોના રૂપમાં મદદ આપવામાં ન આવે ત્યાં સુધી કાંઇ સુધારો થવા સંભવ નથી. મુસ્લીમ એજ્યુકેશન સોસાયટીએ તેના આસ્તિત્વના પહેલા વર્ષમાં રૂા. ૩૦૦૦] ત્રણ હજારની સ્કોલર શીપો આપેલી છે, અને વધારે ફંડ ભેળું થતું

જશે તેમ વધારે સ્કોલરશીપોની મદદ આપીને વિદ્યાર્થીઓની વધારે મોટી સંખ્યાને ઉચ્ચત્તર કેળવણી લેવા માટે તે સહેલાઇથી મદદ આપી શકશે અને જ્યારે આ મંડળે તેની હયાતિના પહેલા વર્ષમાં ઘણું ઉપયોગી અને સારૂં કામ બજાવ્યું છે એમ જાણુવામાં આવશે ત્યારે આવી જાતની સંસ્થાને યોગ્ય ટેકો આપવામાં પૈસાદાર મુસ્લીમો પાછી પાની નહીં કરે એવી મારી ખાત્રી છે. ભૂતકાળમાં કરેલું કામ ભવિષ્યમાં જે કામ કરવામાં આવશે તેમને માટે ઉત્તમ જામીનગીરી છે. એક હજાર લોકો વખાણુના એક હજાર શબ્દો બોલે તેના કરતાં આગલું સારૂં કામ એ વધારે ખાત્રી લાયક જામીનગીરી છે. તેટલા માટે હું ભરોસો રાખું છું કે આ સંસ્થામાં વિશ્વાસ બેસાડવા માટે આપણી કોમની નજર આગળ તેના આગલા વરસના કામકાજનું નીરક્ષણુ પુરતું થશે.

આ સંસ્થાએ જે પહેલ કરીને દાખલો બેસાડયો છે તેનું અનુકરણુ ખુશી સાથે બીજાઓ કરી લાભ મેળવશે. સભા અને સંમેલનો મોટા ભાગે તમાશા રૂપ દેખાવો કરતાં કંઇ વધારે ઉપયોગી નીવડતા નથી. તે બે કે ત્રણુ દીવસનો તમાસો છે. અને તેટલો વખત લોકોનું લક્ષ ખેંચવા ગરજ સારે છે. અને કેટલીક વેળાએ તો અમુક વ્યકિતઓ પોતાના અંગત કાર્ય માટે મોટા આડંબરો ઉભા કરી પોતાના બણુગાં ફુંકવા માટે ભરવામાં આવે છે. મુસ્લીમ એજ્યુકેશન સોસાયટીના આશ્રય નીચે જે કોન્ફરન્સો ભરવામાં આવે છે તેમાં સારા નસીબે તેવી હકીકત નથી. ઓનરરી સેક્રેટરી મી. ચુન્દ્રીગરે જણુાવ્યું તે પ્રમાણે અમદાવાદની છેલ્લી કોન્ફરન્સ વખતે કોનફરન્સને આમંત્રણુ આપનારાઓએ બધો ખર્ચ આપવાનું માથે લીધું હતું તેથી કોનફરન્સ ઉપર ખર્ચનો લગાર પણુ બોજો ન પડયાનો દાખલો બેસાડયો છે, અને તેને લઇ કોન્ફરન્સને અને સોસાયટીને બક્ષીસ મળેલી પાઇએ પાઇ કેળવણીનું કામ આગળ વધારવામાં અલગ રાખવાનું બની શકયું હતું, મને કહેવાને ઘણી ખુશાલી થાય છે કે કેટલેક દરજ્જે આ પદ્ધતિને આ બીજી બેઠક વખતે રાજકોટમાં અનુસરવામાં આવેલ છે અને કોમના એક ખરા દોસ્ત જેતપુરના શેઠ હાજી અબ્દુલગની બેગ મહમદે ઘણી મેહેરબાની બતાવી સનમાન કારીણી કમીટીની મદદે આવી આ કોન્ફ-રન્સના પ્રતિનીધીઓ અને મેહમાનોની મેમાનદારીનો તમામ ખર્ચ પોતે ઉઠાવવા કબુલ કરેલું છે. આથી કરી સભાના પ્રચારકોને ખર્ચમાં ઘણો બચાવ થશે અને મને ભરોસો છે કે બાકીનો ખર્ચ કાઠીયાવાડના બીજા થોડા આગેવાન ગૃહસ્થો તરફથી મળી જશે એટલે જેટલી રકમ ભેગી થઇ છે

અગર કોન્ફરન્સની બેઠક દરમીયાન હવે પછી ભેગી કરવામાં આવશે તે તમામ કેળવણીના કાર્યોમાં વપરાશે. આ રીતે આપણે મુસલમાન ભાઇઓ ના દીલમાં વિશ્વાસ બેસાડી શકીશું. મુસ્લિમ એજ્યુકેશન સોસાયટીના આશ્રય નીચે ભરાયેલી કોનફરન્સો વહીવટ અને વ્યવસ્થામાં નવા યુગક્રમનો જન્મ આપે છે. અને મુસલીમ આલમને દીલોજાની ભરેલી મુબારકબાદીની બાબત એ છે કે આ સોસાયટીના કામકાજ ઉપર તેના પ્રમુખ ખાન બહાદુર કાદરી ઓ. બી. ઇ.ની ખાસ દેખરેખ રહે છે કે જેના કરતાં વધારે જાગૃત મહેનતુ અને નેકનીષ્ઠાવાળો અધ્યક્ષ મેળવવો શકય નથી. ખાન બહાદુર કાદરી આ હીલચાલના આત્મા છે અને એ પણ સારા નસીબની બીના છે કે તેમની મદદમાં નિસ્વાર્થ કામ કરનાર મી. ઇસમાઇલ ભાઇ ચુંદરીગર અને મી. નિઝામુદ્દીન કુરેશી વીગેરે જેવાની મંડળી છે કે જેઓનો કેળવણીના કામ માટેનો ભકતીભાવ ખાસ કિમતી અને અપુર્વ છે. અને જેઓ તદ્દન નિસ્વાર્થપણે કોમને ઉંચી પાયરીએ લાવવાના શુભ પ્રયત્નોમાં પોતાના કીમતી વખતનો મોટો ભોગ આપી રહ્યા છે.

જો હું મારાં ભાષણમાં મુસ્લીમ સંસ્થાઓના વહીવટોની ખામીઓ સંબંધે સામાન્ય રીતે કહુંતો તે અસ્થાને નહિ ગણાય. આપણે આપણા ફંડ અને સંસ્થાઓનો પુરો લાભ મેળવી શકતા નથી કેમકે તેમનો વહીવટ અને વ્યવસ્થા સંતોષકારક નથી. હું એમ કહેવા નથી માગતો કે બધા મુસ્લીમ ફંડો ને સંસ્થાઓનો વહીવટ અસંતોષકારક છે. પણ દરેક જણ કબુલ કરશે કે એવી સંખ્યાબંધ પુરતા ફંડો ધરાવતી મુસ્લીમ સંસ્થાઓ છે કે જેનો વહીવટ થવો જોઇએ તે પ્રમાણે થતો નથી. આને લીધે તેને જે લાભ મળવો જોઇએ તેટલો પુરતો લાભ તેમાંથી આપણી કોમને મળતો નથી. કોઇપણ ફંડ અગર સંસ્થાના વહીવટની ગેરવ્યવસ્થા અજવાળામાં લાવવાની ફરજ ખરેખર ઘણી ભારે અને મુશ્કેલ છે. પણ કોમના ભલા માટે કામ કરનારાઓએ કોમના ફંડો કોમની વધારેમાં વધારે સંખ્યાને મોટામાં મોટો લાભ આપે તેવી રીતે વપરાતાં ન હોય અથવા તેમાં ગેર વ્યવસ્થા જોવામાં આવતી હોય તો તે બીના અજવાળામાં લાવતાં બીવું ન જોઇએ. ફંડ અને શકિતનો નકામો વ્યય અટકાવવા માટે જરૂર જણાય તે સુધારા દાખલ કરવા માટે શરૂઆતમાંતો વહીવટ ચલાવનારાઓને સ્નેહભાવથી સૂચના આપવી. કોમના આગેવાનો એમ ધારે કે કોમના હરકોઇ ફંડનો કોમના ભલા માટે બીજી દીશામાં વધારે સારી રીતે ઉપયોગ થઇ શકે તેમ છે તો મોટી સંખ્યાનું ભલું કરી

શકાય તે રીતે તેનો ઉપયોગ કરવા માટે તે બક્ષીસ આપનારાઓને અથવા તેના વ્યવસ્થાપકોને ભલામણ કરતાં અચકાવું ન જોઇએ. હું ધારૂં છું કે આવા વિષય ઉપર મુસ્લીમ સંસ્થાઓની સુધારણા સંબંધમાં જે સુધારા કરવાની અગત્ય હોય તે સંબંધમાં સૂચના કરી કોનફરન્સને રીપોર્ટ કરવા બાહોશ અને કુશળ કેળવણીના હીમાયતીઓની નાની કમીટી નીમવાનું સલાહ ભરેલું છે. વરસમાં એક વખત ભારે ભપકાથી કોનફરન્સ ભરી તેમાં સારા ઠરાવો પસાર કરી વીખરાઇ જવાથી કોમને લાભ થાય એવો સમય હવે રહ્યો નથી. કોમનું સંગીન ભલું કરવા આપણી ખાહેશ હોય તો આખું વરસ આપણે તે માટે ઉદ્યોગી રહેવું જોઇએ એવો વ્યહવારૂ જમાનો હાલ આવી પહોચ્યો છે. કેળવણી ખાતાના કુશળ માણુસોની એક નાની કમીટીએ કાઠીયાવાડનાં બધાં કેળવણી ખાતાની સંસ્થાઓ સાથે સંસર્ગમાં રહેવું જોઈએ અને તે સંસ્થાઓ વધારે સારી રીતે ચલાવવા સંબધમાં આખા વર્ષ દરમીયાન વખતોવખતે જરૂરી સુચના આપવી જોઇએ. એ સર્વમાન્ય બાબત છે કે કેળવણી વધારવા માટે બે બાબતોની જરૂર છે. એટલે કે નાણાં અને પ્રમાણિક નિસ્વાર્થ કામ કરનારાઓ, ભુતકાળમાં જ્યારે કોઇપણ ફંડ માટે માગણી થતી ત્યારે તેનો જવાબ કોમ તરફથી સારો અને સંતોષકારક મળતો હતો, પણ હાલમાં કોમને તેના કાર્યવાહકોની કાર્યપરાયણતામાં ભરોસો ઘટતો જાય છે. નિસ્વાર્થ કામ કરનારા મળી આવવા ઘણા મુસ્કેલ છે. તેથી ભુતકાળમાં આપણી કોમને ફંડ માટે જે અરજ કરવામાં આવતી હતી તેનો જે જવાબ મળતો, તે હાલ ન મળતો હોય તો તેમાં કાંઇ અજાયબી જેવું નથી. હાલના જમાનાની સૌથી મોટી જરૂર નિસ્વાર્થ કામ કરનારાઓની છે. હાલ એવો વખત આવી લાગ્યો છે કે જયારે કોમના ઉત્સાહી, મહેનતુ અને એકનિષ્ટાવાળા ચંચળ યુવકોએ તેની સેવામાં પોતાની જીંદગી અર્પણ કરવા બહાર આવવું જોઇએ. એ અફસોસની વાત છે કે આપણામાં ડક્કન એજયુકેશનલ સોસાયટી જેવી એકે સંસ્થા નથી, કે જેમાં પુરતી કાબેલીયત ધરાવનારા માણુસો કેળવણીના કાર્યાર્થે ગરીબાઇથી નિભાવ ચાલે તેટલા પગાર ઉપર પોતાની જીંદગી અર્પણ કરે છે. ડાકટર પ્રાંજપે જેવા પુરૂષ જેને મુંબઇ સરકારના પ્રધાન દરજજે માસિક રૂપીયા ચાર હજાર મળી શકે તેવા પુરૂષો ડેકન એજ્યુકેશનલ સોસાયટી માટે પ્રોફેસર તરીકે માસીક રૂા. ૭૫ અને પ્રીન્સીપાલ તરીકે રૂા. ૧૫૦ના નજીવા પગારથી સેવા બજાવતા હતા, એવો સમય આવેલો છે કે આપણામાંથી તેવા પ્રકારના શખ્સોએ બહાર પડવું

જોઇએ. અને પોતાની સેવા સામાન્ય રીતે મુસ્લીમ કોમ માટે અને ખાસ કરીને મુસ્લીમ કેળવણી માટે અર્પણ કરવી જોઇએ. આવા નિઃસ્વાર્થ કામ કરનારની મદદ સીવાય જલ્દીથી પ્રગતિ કરવાનું ખરેખર ઘણું મુશ્કેલ છે. આપ જાણો છો કે કેળવણીની સંસ્થાઓ નીભાવવાનું કામ ઘણું ખરચાલ છે. અને નિઃસ્વાર્થ કામ કરનારાઓ પુરતી સંખ્યામાં થોડા પગાર ઉપર કામ કરે નહિ ત્યાં સુધી તેવી કેળવણીની સંસ્થાઓ ચલાવવાને પુરતી નાણાં સંબંધી મદદ આપણી ગરીબ કોમ આપી શકે નહિ, તેટલા માટે મુસ્લીમ એજ્યુકેશન સોસાયટીને નામે કોમના જાહેર જુસ્સા ધરાવનારા યુવકોને આગ્રહ પુર્વક અરજ કરૂં છું કે મુસ્લીમ કેળવણીના લાભ માટે તેમની જીંદગી અર્પણ કરીને તેમનાથી બનતું કરવું જોઇએ. હું કબુલ કરૂં છું કે કેળવણીમાં સંખ્યા ગણત્રીએ આપણે પછાત છીએ પણ જીંદગીના જુદા જુદા માર્ગોમાં મુસ્લીમોને ખાસ ઉત્તેજન અને સગવડતાઓ આપવા માટે તે એક ખાસ કારણ છે. આપણી સંખ્યાના પ્રમાણમાં જુદી જુદી જાહેર નોકરીઓ અને ધંધામાં આપણું વાજબી પ્રતિનીધિત્વ નથી. કાયદા, વૈદીક, એનજીનીયરીંગ, હીસાબખાતું, જુનું શોધખોળખાતું, બેન્કીંગ અને બીજા ધંધાઓ તરફ ખાસ નજર ફેંકીશું તો તે બધી લાઇનમાં મુસલમાનો તદ્દન નજીવી સંખ્યામાં નજરે પડે છે. તેથી આપણું સ્થાન મેળવી શકીએ તે માટે ઉત્સાહભેર આપણે હીલચાલ ચલાવવી જોઇએ, અને આપણે ગુમાવેલું સ્થાન પાછું મેળવવા મહાન કોશીશો કરવી જોઇએ. આગળ વધેલી અન્ય કોમોએ દરેક ધંધાનો લગભગ ઇજારો મેળવ્યો છે. બેશક તેમાં મુસલમાનો જ્યાં ત્યાં છુટા છવાયા જોવામાં આવે છે. પરંતુ તેમની સંખ્યા તદ્દન નજીવી છે. આપણે આપણી રાજકીય અગત્ય અને સંખ્યા બળના પ્રમાણમાં જાહેર નોકરી અને ધંધાઓમાં આપણું વ્યાજબી પ્રતિનીધિત્વ અને યોગ્ય હીસ્સો માગીયે છીયે. હાલમાં બ્રીટીશ સરકારે શહેનશાહત નીચેના જોખમદાર હોદ્દાઓમાં હિંદુસ્તાનની પછાત કોમોને યોગ્ય પ્રતિનીધીત્વ આપવાની રાજનીતિ અખત્યાર કર્યાનું જણાય છે. અને કાઠીયાવાડમાં પણ આપણી પછાત કોમને જીંદગીના દરેક માર્ગમાં વ્યાજબી હીસ્સો આપવા માટે બીજી કોમોને ખરેખરી ઇચ્છા છે એ જાણીને આપણે ખુશી થઇએ છીએ. બીજી કોમો સાથે સરખાવતા મુસલમાનોની સ્થિતિમાં જે અસમાનતા છે તે સરકારની હાલની રાજનીતિથી દુર થશે એમાં મને કંઇ શક નથી. પણ આ રાજનીતિનો અમલ કરવામાં સરકારને આપણે પણ મદદ કરવી જોઇએ. આપણી કોમે,

જે જોખમદાર ફરજો બજાવવા માટે આપણને નીમવામાં આવે તે માટે યોગ્યતા ધરાવનારા શખ્સો પુરા પાડવા જોઇએ.

હિન્દુ અને મુસલમાનો હીંદુસ્તાનની વસ્તીનો મુખ્ય ભાગ છે અને ઘણા અફસોસની વાત છે કે આ બે કોમો જે સને ૧૯૨૦ સુધી સુલેહ શાન્તિથી એક બીજાની પડખે ઉભી રહેતી હતી તેનામાં ઉત્તર હિંદુસ્તાનમાં નાની નાની બાબતોમાં અંદર અંદરના ટંટા ફીસાદ થયેલા છે. એથી પણ વધુ ખેદજનક વાત એ છે કે આ કોમી ચેપી રોગ ત્યાંથી દક્ષિણમાં, ગુજરાતના અમુક ભાગમાં અને હિંદુસ્તાનના બીજા ભાગોમાં ફેલાયેલો છે. સારે નસીબે આ ચેપી રોગથી અત્યાર સુધી કાઠીયાવાડ ઘણે ભાગે તદન નીરાળો છે. અને મને ભરોસો છે કે આ બે કોમો વચ્ચે જે ઉત્તમ સંબંધ હાલ સુધી જળવાયો છે તે ભુતકાળમાં હતો તેવોને તેવોજ દીલોજાની ભરેલો ભવિષ્યમાં કાયમ રહેશે. હું આશા રાખું છું કે ઉત્તર હિંદુસ્તાનના આપણા બિરાદરોનો શોચનીય અનુભવ કાઠીયાવાડના લોકોની આંખ ઉઘાડવાનું કામ બજાવશે, અને કાઠીયાવાડમાં મને ખાત્રી છે કે પોતાના સામાન્ય ઉદ્દેશ, આદર્શ અને અભિલાષાઓ માટે આ બે મોટી કોમો, એખલાસ અને સલાહ સંપથી કામ કરશે. સર સૈયદ અહમદખાન હિન્દુ અને મુસલમાનોની માણસના શરીરની બે આંખો સાથે સરખામણી કરતા, અને જેમ એક આંખની ઇજાથી બીજી આંખની ખુબસુરતી અને નજર શકિતને અસર થાય તેમ એક કોમને નુકસાન થવાથી બીજી કોમને ચોકસ અસર થવાનીજ. જો કે હાલમાં કેટલાક લોકો પોતાની હીણી નજરને લઇ આ પ્રમાણે બારીકીથી તે બીના જોઇ શકતા નથી. કાળાંતરથી તેમના વચ્ચે જે એખલાસ અને સારો સંબંધ ચાલ્યો આવે છે તે નીભાવી રાખવો એ બંને કોમોને લાભદાઇ છે. મુસલમાનોએ સમજવું જોઇએ કે હિન્દુઓની મોટી બહુ મતિ છે અને તેથી દરેક પ્રસંગમાં તેમનો અગત્યનો અવાજ હોવો જોઇએ. તેજ પ્રમાણે મુસલમાનો લઘુમતિમાં હોવા છતાં ઘણી મોટી સંખ્યા ધરાવે છે તેથી હિન્દુઓએ તેમના હક અને લાગણીઓને પુરતું માન આપવું જોઇએ. આ બે કોમોની એકમતિ સિવાય કોઇ પણ મુદ્દાના સવાલ ઉપર આપણે છેવટ નિર્ણય ઉપર આવવું ન જોઇએ. બેમાંથી કોઇને એક વિના બીજાનું અસ્તિત્વ રાખવું મુશ્કેલ છે. જો તેઓ એક બીજાનાં ગળાં કાપવા તૈયાર થાય તો ખરેખર જીંદગી જીવવા યોગ્ય રહે નહિ. કાઠીયાવાડની અને આખા હિંદુસ્તાનની આબાદી આ બે અગત્યની કોમો પુર્ણ સલાહ સંપથી કામ કરે તે ઉપર વસ્તુતઃ આધાર રાખે છે. આ બે કોમો વચ્ચે બંધુભાવની

લાગણીઓ કેળવવા અને નમુનેદાર વાતાવરણ પેદા કરવા તે બન્નેના સમજુ સભ્યોની ફરજ છે કે જેથી એમાંથી હરકોઇ કોમના સભ્યો તે વિષે બીન હરકતે કામ કરી શકે. મારા ભાષણમાં આ બાબત વિષે મેં એવા સબબથી ઇશારો કર્યો છે કે તે વિષયને કેળવણી સાથે અગત્યનો અંગત સંબંધ છે. આ પ્રાન્તના દરેક ખુણે ખુણામાં કેળવણીનો ફેલાવો આ સામાન્ય દર્દને દુર કરવા માટે ઉત્તમ ઇલાજ છે, આ બે કોમો વચ્ચે બંધુ ભાવની આવશ્યકતાની યુવકોના દીલ ઉપર છાપ પાડવાની જરૂરીયાત તરફ આપણી નીશાળોએ ખાસ ધ્યાન આપવું જોઇએ. કોમના સવાલનો કોયડો માત્ર કેળવણીથીજ ઉકેલી શકાય તેમ છે કેમકે કેળવણી મનુષ્યોની દ્રષ્ટીને વિશાળ બનાવે છે. અને તે બીજા કોઇ પણ ઉપાયો કરતાં આ બે કોમો વચ્ચે એખલાસ અને સુલેહ સંપની લાગણી પેદા કરશે.

તમોયે મોટી સંખ્યામાં કોન્ફરન્સમાં હાજરી આપી છે. તે મારી માન્યતા મુજબ તમારી શકિત અને તાકાત મુજબ ઉત્તમ રીતે કેળવણીના કાર્યની પ્રગતિ કરવાની તમારી ખાએશનું એક પ્રમાણ છે. માત્ર કોન્ફરન્સમાં હાજરી આપવાથી તે ઇચ્છા પરિપુર્ણ થતી નથી. તમારામાંથી જે સાધન સંપન્ન હોય તેમણે કેળવણીના કામમાં પૈસા સંબંધી મદદ આપવી જોઇએ, અને જેઓ એવી સ્થિતિના ન હોય તેમણે કાંઇ પણ જાતની જાતીકી સેવા બજાવવા વચન આપવું જોઇએ. દરેક માણસ મનુષ્યજાતિના હિતનું કે કોઇ કોમના હિતનું કાંઇ પણ ભલું કામ નિઃસ્વાર્થપણે પોતે કરે તેના કરતાં બીજું કાંઇ તેને વધારે આનંદદાયક હોઇ શકે નહિ. આપ દરેક તેવું કામ કરવા શકિતવાળા છો તેટલા માટે હું મારૂં ભાષણ સમાપ્ત કરૂં તે પહેલાં એક અંગત અરજ એટલે અપીલ એટલા માટે કરૂં છું કે બે દીવસ પછી આ કોનફરન્સની બેઠક બરખાસ્ત થાય અને આપના દીલ ઉપર જે જુસ્સાની લાગણીઓ હાલમાં પેદા થઇ છે તે કાંઇ પણ સ્પષ્ટ જોઇ શકાય તેવું પરિણામ લાવ્યા સિવાય નષ્ટ થઇ જાય એ હું ઇચ્છતો નથી. હું ધારૂં છું કે મુસ્લીમ કેળવણીના સંબંધમાં તમે કાંઇ થોડું ઘણું પણ કરવા તત્પર છો. તમો સમાજના અગ્રેસર છો, તમે કેળવણીની બુજ પીછાનો છો અને તેથી નીશાળે જઇ શકે તે ઉમરના પણ નિશાળે જતાં ન હોય એવા ઓછામાં ઓછા બે છોકરાઓને તેમના માબાપને સમજાવીને નિશાળે જતાં કરવાનું પવિત્ર કામ તમો દરેકને હું સોંપું છું આ કામ તમે સહેલાઇથી કરી શકો તેવું છે. અને તે બોજો તમો સહેલાઇથી અદા કરી શકો તેમ છો. અને તમો આ કોનફરન્સ છોડી

જાઓ તે પહેલાં તમારી પાસેથી એક વચન હું માગું છું કે તમો તમારે ઘેર પહોંચો કે તુરતજ મારી અરજ પ્રમાણે કરશો. તમને આ છોકરાઓ માટે પૈસાની મદદની જરૂર હોય તો તમારા ગામમાંથી મળી શકશે પણ તેમાં તમે નિષ્ફળ થાઓ તો આ કોન્ફરન્સના વ્યવસ્થાપકો પોતાના ઇસ્તકના ફંડમાંથી બની શકશે તે મદદ આપશે એ ખાત્રી રાખજો. તમારે મુસ્લીમ કેળવણીને મજબુત ટેકો અને ઉત્તેજન આપવું જોઇએ. જ્યાં સુધી બધા ભેગા મળી પ્રયત્ન કરે નહિ ત્યાં સુધી તે બની શકે નહિ. હું તમારા પાસેથી માગું છું તે ખાત્રી લાયક વચન તમો આપવા, અને તે વચન યથાર્થ પાળવા તમે તૈયાર છો ? જો તૈયાર હો તો હું આજનો દીવસ મારી જીંદગીમાં સહુથી સુખી દીવસ માનીશ. મારા માટે સંતોષ અને આપના માટે ઉપકારની લાગણી રાખીને હું ખુશીથી તેની યાદગીરી જાળવીશ અને વહેમ અને અજ્ઞાનતાના કાળા વાદળાથી અદ્યાપી આચ્છાદિત થયેલ સ્થાનોમાં કેળવણીથી જે રોશની ફેલાશે તે માટે આપણે બધાને સર્વ શકિતમાન પાક પરવરદીગાર અલ્લાહ તાલાનો આશીર્વાદ મળશે. કાઠીયાવાડના સૌથી દુરના ખુણાઓમાં પણ વિદ્યાની જે મશાલ તમો તમારી સાથે લઇ જશો તેની રોશનીથી તે ખુણાઓ પ્રકાશિત કરવાનું, સમાજના અગ્રેસર તરીકે તમારે ફાળે આવે છે. હું આપને આપની ફરજ બજાવવા અરજ કરૂં છું ને આશા રાખું છું કે મારી અરજ ફોકટ જશે નહીં.

સમાપ્ત.



